ચૌધરી અને પંચોળી કૃત

# બાલોપયોગી પુસ્તકો

| | | |
|---|---|---|
| સુદામા ( ત્રિઅંકી બાલનાટક ) | કી. | ૦-૬-૦ |
| રાજસૂય યજ્ઞ (અંક ૧ લો, જરાસંધ-વધ) | „ | ૦-૪-૦ |
| સીતાહરણ ( ત્રિઅંકી બાલનાટક ) | „ | ૦-૪-૦ |
| ડાહ્યું કોણ? (એકાંકી બાલનાટક) | „ | ૦-૩-૦ |
| બજરંગી હનુમાન (બાલવાર્તા) | „ | ૦-૩-૦ |
| કૃષ્ણનું બાલચરિત્ર (બાલવાર્તા) | „ | ૦-૨-૦ |
| કંસવધ (બાલવાર્તા) | „ | ૦-૨-૦ |
| નંદનવન ભા. ૧ (બાલવાર્તાઓનો સંગ્રહ) | „ | ૦-૪-૦ |

ખાસ એજન્ટ્સ:—

મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ

બુકસેલર્સ: નાણાવટ, સુરત.

મુદ્રક:—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.

મુદ્રણસ્થાન:-શ્રી 'શંકર' પ્રી. પ્રેસ, ચૌટાબ્રીજ, સુરત.

પ્રકાશક: જેઠાલાલ છગનલાલ ચૌધરી; ગોપીપરું, સુરત.

નવરાત્ર, ૧૯૮૪.

# કંસવધ

મથુરામાં વાયુવેગે વાત ફેલાઈ કે:–ગોકુળમાં નંદના બે દીકરા છે, એ એવા તો જબરા છે કે ન પૂછો વાત ! એ બેમાં ય નાના કૃષ્ણનું જોર તો એટલું બધું કે કહ્યું ન જાય ! મસ્ત આખલાને ય એ કાંડાબળિયા કૃષ્ણે કશા પણ હથિયાર વિના મારી નાખ્યો ! અને શું એનું મનોહર રૂપ છે ! એકવાર જુઓ એટલે પછી તો રોજ એને જોયા વિના ચેન જ ન પડે !

આવી આવી વાતો મથુરામાં ઘેરઘેર થવા લાગી.

કંસને કાને પણ એ વાત આવી.

કંસ તો વિચારમાંજ પડી ગયોઃ–શું એ કૃષ્ણ જ મારો કાળ હશે? શું એ કૃષ્ણ દેવકીવસુદેવનો જ પુત્ર હશે? ના, ના; લોકો કહે છે કે એ તો નંદયશોદાનો પુત્ર છે. પણ નારદ મુનિએ મને કહેલું યાદ છે કે, "તારો કાળ ગોકુળમાં ખેલી રહ્યો છે." શું એ કૃષ્ણ જ મારો કાળ હશે? અને દેવકીની પેલી છોકરીને પછાડીને મેં મારી નાખી ત્યારે પણ આકાશવાણી સંભળાઇ હતી કે, "તારો કાળ તો જન્મી ચૂકયો છે!" જો આ કૃષ્ણ જ મારો કાળ હોય તો મારે હવે ચેતતા રહેવું જોઇએ.

આવા એક પછી એક વિચારો કંસના મગજમાં આવવા લાગ્યા; એનું મન ચકડોળે ચડયું; શરીરમાંથી પરસેવો છૂટયો; અંગેઅંગ કળવા લાગ્યું; એનાથી ઊભું ન રહેવાયું; એની આંખે અંધારાં આવ્યાં.

થોડોક વખત ગયો ને પછી કંસને હિંમત આવીઃ–અરે! હું આવો જબરો છતાં હિંમત હારીશ તો પછી રાજ્ય કોણ ચલાવશે? કૃષ્ણ જેવા તો

કેટલાયને મેં રગદોળી માર્યા ! મારી સામે આજે ઊભા રહેનારનાં હાજાં ગગડી જાય છે, તો કૃષ્ણ-આજકાલનું છોકરૂં-તે શું હિસાબમાં ? કયાં હું ને કયાં કૃષ્ણ ! કાંઇ ફિકર નહિ; એ કૃષ્ણનો હું હમણાજ ઘાટ ઘડું છું.

હં ! આખરે દેવકીએ મને દગો દીધો ! વસુદેવે મને દગો દીધો, હં ! દેવકીને જાનથી મારૂં ! વસુદેવને હવે જીવતો જ ન મૂકું !

ના, ના; પણ દેવકીને શાને મારવી ? વસુદેવને ય શાને મારવો ? કૃષ્ણને જ મરાવી નાખીશ પછી શું છે ?

કંસ એકાંતમાં બેઠો છે; એના મનમાં એક જ વિચાર ઘોળાયા કરે છે, "કૃષ્ણને હું કેવી રીતે મારૂં ?"

કંસે બૂમ પાડી, "છે કોઈ હાજર ?"

"જી મહારાજ, શી આજ્ઞા," બોલતો સેવક હાથ જોડી ઊભો રહ્યો.

"અલ્યા, જલ્દી જા, અને કેશીને બોલાવી લાવ."

નોકર દોડતો ગયો; કેશીને સંદેશો પ્હોંચાડ્યો; કેશી દોડતો આવ્યો; કંસની પાસે ગયો; નમન કરી પાસે બેઠો. કેશી કંસનો નાનો ભાઈ હતો.

"ભાઇ કેશી, આજે તારે મને મદદ કરવી પડશે; તારા વિના મારૂં કામ બીજો કોઈ કરી શકે તેમ નથી."

કેશીએ કહ્યું, "મોટાભાઇ, એવું તે શું કામ છે? જે હોય તે સુખેથી ફરમાવો. આ કેશી, ભાઇને માટે આકાશપાતાળ એક કરવા તૈયાર છે. જે કામ હોય તે જલ્દી ફરમાવો."

"ભાઈ કેશી, કામ છે તો સાવ સહેલું; પણ કોઈ ન જાણે એમ કરવાનું છે, એટલે જ તને બોલાવ્યો છે."

"મોટાભાઈની મહેરબાની."

"હા; જો તારે અત્યારે જ ગોકુળ જવાનું છે; અને ત્યાં કૃષ્ણ નામનો એક ગોપબાલક છે, તેને ઠાર કરવાનો છે; પણ હાં! જોજે, એ કામની કોઇ બીજાને જાણ ન થાય."

"આપ નચિંત રહો."

"પણ તું એ કાર્ય કઈ રીતે કરીશ ?"

"કઈ રીતે તે શું ? મારો ઝેરી કરડકણો ઘોડો છે તે એને કરડાવીશ; બસ થઈ રહ્યું ? આ કામ તો ચપટી વગાડો તેટલામાં જ ખલાસ થયું જાણો."

"શાબાશ, શાબાશ, મારા ભાઈ! કેશી, હવે તું જલ્દી જા અને મારો ભય દૂર કર."

"આ ચાલ્યો"–કહી કેશી કંસના રાજભવનમાંથી બહાર નીકળ્યો; પોતાને ઘેર ગયો; તબેલામાંથી કરડકણા ઘોડાને બહાર કાઢ્યો; અને સવાર બનીને ગોકુળ તરફ ચાલી નીકળ્યો.

ગોકુળમાં કૃષ્ણ અને બલરામ આનંદ કરી રહ્યા છે; ગોપગોપીઓનાં મન રીઝવે છે; એમની પીડાઓ હોય તે દૂર કરે છે; અને નંદયશોદાની અમીભરી નજર નીચે સુખચેન માણી રહ્યા છે.

બપોર નમ્યા છે; કૃષ્ણ ગોકુળની ગાયો ચારે છે; બંસી બજાવે છે; બેચાર ગોપીઓ ગાઇ રહી છે; ત્યાં તો દૂરથી એક ઘોડેસવાર આવતો જણાયો. જોતજોતામાં તો એ છેક જ પાસે આવી લાગ્યો.

આવતાં વેંતજ ઘોડેસવારે કૃષ્ણને જ પૂછયું, "હે ગોપબાલક, નંદનો પુત્ર કૃષ્ણ આટલામાં કયાંઇક ગાયો ચારે છે ને ?"

"હા; મારૂં જ નામ કૃષ્ણ; કેમ ? શું કામ પડયું ?"

કૃષ્ણને પોતાની સામે જ ઊભેલો જોઇને કેશીએ ઘોડાને એડી મારી; ઘોડો ચેતી ગયો; લાગલો જ કૃષ્ણ ઉપર ધસ્યો; પણ વીજળીને વેગે કૃષ્ણ એક બાજુ તરી ગયા.

કૃષ્ણે જાણ્યું કે આવનાર ઘોડેસવાર તો મનેજ મારવા આવ્યો જણાય છે.

કૃષ્ણ બાંયો ચડાવીને અને કછોટો મારીને તૈયાર થઇ ગયા. ઘોડો હણહણાટી દેતો વળી સામે ધસ્યો;

પણ જેવો પાસે આવ્યો કે તરત જ કૃષ્ણે એવા તો જોરથી ઘોડાનાં મ્હોં ઉપર મુક્કી લગાવી દીધી કે ઘોડાના બધા ય દાંત ભાંગીને ભૂકો થઈ ગયા.

તરત જ બીજી પાટુ ઘોડાનાં પેટ ઉપર મારી; ઘોડો અને ઘોડેસવાર બન્ને ય ધબ દઈને ભોંય ઉપર ઢળી પડયા; બન્નેના રામ ત્યાંને ત્યાંજ રમી ગયા.

પાસે ઊભેલી ગોપીઓના જીવમાં જીવ આવ્યો; એમનાં પડી ગયેલાં મુખ ફરી હસતાં થયાં.

કૃષ્ણ તો જાણે કાંઈ બન્યું જ નથી તેમ બંસી બજાવવા મંડી ગયા; અને સૂરજ નમવા લાગ્યો એટલે ગાયોને લઈ ગોકુળ તરફ ચાલી નીકળ્યા.

આ બાજુ કંસ કેશીની રાહ જોતો બેઠો છે; પણ કેશી તો આવ્યો નહિ. કેશી હોય તો આવે ને! કોઇએ આવી સમાચાર કહ્યા કે કેશી તો મરી ગયો.

કંસનાં મનમાં ફાળ પડી; એનું હૃદય ધબકવા લાગ્યું; કેશીનાં મોતથી એનાં દિલની શંકા વધારે

મજબૂત થઇ; છતાં અંતરમાં કાંઇ જ મૂંઝવણ નથી એવો ડોળ કરે છે.

કંસે બૂમ પાડી, "કોણ છે અહિં?"

"જી મહારાજ"—કહેતો બારણે ઊભેલો સેવક હાજર થયો.

"જા, અક્રૂરને જલ્દી બોલાવી લાવ."

"જેવી મહારાજની આજ્ઞા"–કહી સેવક દોડતો ગયો.

થોડીવાર થઇ ન થઈ ત્યાં તો અક્રૂર આવ્યો; કંસને નમન કરી પાસે બેઠો.

અક્રૂર કંસનો ભાઇબંધ હતો.

કંસે તરતજ વાત ઊછેરી—"વારૂ; અક્રૂર, તું આવી પહોંચ્યો? બહુ સારૂં થયું."

"એકાએક મારૂં શું કામ પડયું?"

"અક્રૂર, કામ તો કંઇ એવું ભારે નથી."

"મહારાજ, જે કામ હોય તે ખૂશીથી ફરમાવો."

"હાં; જો, અક્રૂર, તેં કૃષ્ણનું નામ તો સાંભળ્યું હશે; એ મારો વેરી છે; મારે એનો ઘાટ ઘડવો છે; મને કોઇ રસ્તો બતાવી શકે છે?"

હસીને અક્રૂરે કહ્યું, "મહારાજ, એમાં તે વળી મૂંઝાવાનું શું? ઉપાય સાવ સહેલો ને સટ છે!"

"બોલ, બોલ, જલ્દી બોલ, અક્રૂર! મારે આ કામ બહુ જલ્દીથી પતાવવું છે."

"સાંભળો; મહારાજ, આપણે એક યજ્ઞ આદરો; અને એમાં મલ્લકુસ્તીનો તમાશો રાખો; સાંભળવા પ્રમાણે કૃષ્ણ પણ એક મલ્લ છે; અને આપણે એ કૃષ્ણને અને એના ભાઇ બલરામને બન્નેને નોતરૂં મોકલો. એ બન્ને ભાઈઓ જરૂર આવશે; અને અહિં આવ્યા પછી તો એ છે ને આપણા મલ્લો છે. કેમ મહારાજ, રસ્તો સરળ છે ને?"

"હા; અક્રૂર, રસ્તો તો ખરેખરો બતાવ્યો! આપણા ચાણુર અને મુષ્ટિક એ બે મલ્લો એ બન્ને મગતરાંના જોતજોતાંમાં પ્રાણ કાઢી નાખશે."

"પણ મહારાજ, આપણા મલ્લોને જરા ચેતાવી દેવા પડશે કે જેથી હાથમાંનો શિકાર..........."

"એ બધો બંદોબસ્ત હું કરીશ; પણ તું યજ્ઞ મંડપની અને અખાડાની તૈયારી કરાવ."

પછી અક્રૂર યજ્ઞમંડપની અને અખાડાની તૈયારીમાં ગુંથાયો. પંદરેક દિવસ થયા ત્યાં તો એ બધું કામ પૂરું થયું; અને તરતજ અક્રૂર કંસ પાસે આવ્યો ને બોલ્યો, "મહારાજ, યજ્ઞ મંડપ ને અખાડાનું કામ પૂરું થઈ ગયું છે."

કંસ હસીને બોલ્યો, "બહુ સારૂં; અક્રૂર! યજ્ઞનું મુહૂર્ત કાલેજ છે ને ?"

"જી, હા."

"અને તેં નંદને લખી દીધું છે ને, કે મારે કૃષ્ણ અને બલરામની મલ્લવિદ્યા જોવી છે તો એમને ખાસ સાથે લાવે જ."

"જી, હા. એ તે કેમ જ ભૂલાય."

"ઠીક; પણ તોય, તું આજેજ ગોકુળ જા, અને એ ત્રણેને તેડીને આવ તોજ રંગ રહે. જોજે હો! તેડ્યા વિના પાછો ન આવતો, નહિતર ઘડ્યું સોનું ધૂળ મળશે."

"હું આજે સાંજે એ ત્રણેને તેડવા ગોકુળ જાઉં છું. આપ ફિકર ન કરો."

અક્રૂર ગોકુળ ગયો; પણ કંસને વળી વિચાર થયો કે ચાણુર અને મુષ્ટિકનું પણ કૃષ્ણ અને બલરામ પાસે કશું જ નહિ ચાલે તો?

કંસ માથું ખજવાળવા મંડયો; એને એક નવો જ વિચાર સૂઝી આવ્યો. એ હરખાયો ને બોલી ઊઠયો, "છે કોઇ હાજર!"

"જી મહારાજ, આજ્ઞા કરો,"—એમ બોલતો સેવક નમન કરી ઊભો રહ્યો.

"આપણા કુવલયાપીડ હાથીના મ્હાવતને અબઘડીએ જ બોલાવી લાવ, જા."

સેવક મ્હાવતને ઊતારે ગયો; મ્હાવત ઝટપટ તૈયાર થયો; દોડતો કંસની પાસે આવ્યો; નમન કરી ઊભો રહ્યો.

" મ્હાવત, તારે મનમાગ્યું ઈનામ મેળવવું છે ?"

" જી, અન્નદાતાની કૃપા છે તો બધું જ છે."

" જો, આજે હું તને એક ઘણા ભરોસાનું કામ સોંપવા માગું છું."

" સેવક એ કરવા તૈયાર જ છે."

" પણ સાંભળ; મારે તને ન્યાલ કરવો છે; અને કામ તો તારા જેવા માટે સાવ સહેલું જ છે."

" મહારાજ, ખૂશીથી ફરમાવો."

" જો, સાંભળ; બીજે કાને વાત ન જવી જોઇએ. આવતી કાલે સવારમાં યજ્ઞના રંગમંડપમાં મલ્લકુસ્તી થશે; ગોકુળથી કૃષ્ણ અને બલરામ કુસ્તી ખેલવા આવનાર છે; પણ તે પહેલાં-જરા પાસે આવ-તારે એ બન્ને ભાઇઓને હતા ન હતા કરવાના છે. એ મારા વેરી છે. કેમ બની શકશે ને ?"

" પણ મહારાજ........ "

" પણ બણુ શું કરે છે ? તું હજી સમજ્યો નથી; આપણો કુવલયાપીડ છે ને, તેને દારૂ પીવડાવી ગાંડો બનાવવો અને પછી........સમજ્યો ને ?"

"હા, હા; મહારાજ, બેફિકર રહો; આવતી કાલે સવારે હું તૈયાર રહીશ."

"બહુ સારૂં; પણ જોજે હો, શિકાર છટકી ન જાય. તને રાજી કરવાનું હું નહિ ભૂલું."

"મહારાજની મારા ઉપર તો સદાય મહેરબાની છે."

"હવે તું જા, અને તારા કામમાં સાવધ રહેજે."

"બહુ સારૂં, મહારાજ"–કહી મ્હાવત ચાલ્યો ગયો.

સાંજ પડી ગઈ છે; આથમણી દિશાએથી ઠંડા વાયરા વાઈ રહ્યા છે; પંખીઓ કિલકિલાટ કરતાં પોતપોતાના માળા ભણી ઊડી રહ્યાં છે; વનમાં ચરવા ગયેલી ગાયો ઊતાવળે પગે પોતપોતાનાં વાછરડાંને

ધવડાવવા ભાંભરતી ભાંભરતી ગામ તરફ ચાલી આવે છે; ગળામાં ટાંગેલા નાનકડા ટોકરાઓ ટનટની રહ્યા છે; ગોવાળો વાતચીત કરતા કરતા ધીમે પગલે ચાલી રહ્યા છે; ત્યાં રસ્તે ચાલતા રથમાંથી ડોકું બહાર કાઢી કોઈએ બૂમ પાડી, “ભાઈઓ, નંદ રાજાની હવેલી કઈ તરફ ?”

ગોવાળોમાંથી એકે જવાબ વાળ્યો, “એ....જમણી શેરી મૂકી ડાબી શેરીમાં પેસજો, એટલે સામી જ ડેલી દેખાશે.”

અક્રૂર નંદને ઘેર પહોંચી ગયો. નંદને મળીને યજ્ઞની બધી વાતચીત કરી. પણ નંદનાં મનમાં ચટપટી પેઠી કે, યજ્ઞમાં તે વળી મલ્લકુસ્તી રાખવાનું શું પ્રયોજન હશે ? અને કૃષ્ણબલરામની જ કુસ્તી જોવાનું એને કાં મન થયું ?

નંદ મૂંઝવણમાં પડ્યા; પણ મહારાજનું તેડું આવ્યું એટલે ના કેમ પડાય ? આખી રાત નંદને ઊંઘ ન આવી.

સવારના ચાર વાગ્યા; ગોવાળ ગાયો દોહવા લાગ્યા; તાંબડીમાં પડતી દૂધની ધારોનો મધુરો અવાજ નંદના વાડામાં ગુંજી રહ્યો. તે વખતે કૃષ્ણ અને બલરામ પથારીમાંથી ઊઠયા; દાતણપાણી કરી ન્હાઈ લીધું. નંદ પણ ન્હાઇધોઈ તૈયાર થતા હતા. અક્રૂર પણ તૈયાર થઇ રથ જોડવાની ધમાલ કરતો હતો.

કૃષ્ણ બલરામ તૈયાર થઈ યશોદામાની આજ્ઞા લેવા આવ્યા; માતાને વંદન કર્યું. યશોદામાએ બન્ને ભાઈઓનાં દૂખડાં લીધાં; આશિષ આપી; માનાં અંતરમાંથી એટલું નીકળી ગયું, "મારા દીકરાઓ, વહેલા વહેલા પાછા વળજો; તમારા વિના મારો એક દિવસ એક ભવ જેવો જશે."

જલ્દી પાછા આવવાનું વચન માતાને આપી હસતા હસતા બન્ને ભાઇઓ નંદને પણ પગે પડ્યા. પછી અક્રૂર, નંદ, કૃષ્ણ, અને બલરામ ઘર બહાર નીકળ્યા; રથમાં બેઠા; અને પછી અક્રૂરે રથને એવો તો મારી મૂક્યો કે વહેલું આવે મથુરા.

કંસરાજાએ યજ્ઞ આદર્યો છે; રંગમંડપ શણગાર્યો છે; ઠેર ઠેર દરવાજાઓ ઊભા કર્યા છે; ઠેરઠેર કારીગરોએ કારીગરીના ઉત્તમ ઉત્તમ નમૂનાઓ ગોઠવી દીધા છે; ધજાપતાકા આખી નગરીમાં ફરફરી રહી છે; મથુરામાં આજે આનંદનો ઉત્સવ મંડાયો છે.

લોકોનાં ટોળેટોળાં મલ્લયુદ્ધ જોવા એક સામટાં ઊલટયાં છે.

કૃષ્ણબલરામ વહેલા વહેલા જમી પરવારી તૈયાર થયા; મલ્લને શોભે એવા કચ્છ પહેરી લીધા; અને રંગમંડપ ભણી ચાલવા મંડ્યા.

રસ્તામાં લોકો કૃષ્ણ અને બલરામ તરફ ટગરમગર તાકી રહે છે; ઘરનાં બારીબારણે ઊભેલી સ્ત્રીઓ એમનાં રૂપ જોઇ ઓવારી જાય છે.

રંગમંડપ તો ચિકાર ભરાઈ ગયો છે; અમીર-ઉમરાવો, નગરના શેઠીઆઓ, વેપારીઓ, કારીગરો—સૌ દરજ્જાવાર બેઠા છે.

રંગમંડપના દરવાજામાં પેસતાં જ સામે ઊંચા આસન ઉપર મહારાજા કંસ બિરાજ્યો છે; એની જમણી બાજુએ અક્રૂર અને ડાબી બાજુએ ખાઈપીને મસ્ત બનેલા પ્રખ્યાત મલ્લો બેઠા છે.

રંગમંડપની મધ્યમાં કુસ્તીનો ગોળ અખાડો હતો.

લોકોની ભીડ વટાવતાં વટાવતાં કૃષ્ણ અને બલરામ યજ્ઞદ્વાર પાસે આવી પહોંચ્યા. લોકોએ જવાનો માર્ગ કરી આપ્યો. કૃષ્ણ ને બલરામ અંદર પેઠા. હાથી ઉપર બેઠેલા મ્હાવતે એ બંને ભાઈને તાકીતાકીને જોયા, ને અંકુશ પોતાના હાથમાં લીધો.

એક ક્ષણમાં હાથી ભૂરાંટો થયો. લોકો ચીસ પાડી પાછા નાઠા. કેટલાય પડી ગયા, કેટલાય ચગદાઈ ગયા. મ્હાવતે અંકુશની અણી ફરી મારી, અને હાથી રંગમંડપમાં ધસ્યો.

લોકોએ ભયની કીકીઆરી કરી. કૃષ્ણ ને બલરામે પાછું વાળીને જોયું તો ગાંડો બનેલો હાથી, સૂંઢ ઊછાળતો પોતાની જ તરફ આવે. કૃષ્ણ એકદમ ચોંકયા.

કંસે કરેલું કપટ મનમાં કળી ગયા. કૃષ્ણ સાવધ બન્યા. હાથીની સામે ધીમે પગલે ચાલ્યા.

લોકોએ ચીસ પાડી.

હાથીએ સૂંઢ લાંબી કરી કૃષ્ણને કમ્મરેથી પકડ્યા અને એક હીંસોળો ખવડાવીને ઊંચે ઉછાળ્યા.

લોકોના જીવ ઊડી ગયો; નંદની આંખે અંધારાં આવ્યાં.

પણ કુસ્તીના દાવપેચ જાણનાર કૃષ્ણ એક ક્ષણમાં હાથીની પીઠ ઉપર દેખાયા.

લોકોએ હર્ષનાદ કર્યો.

કૃષ્ણે મ્હાવતને એક ઠોંસો લગાવી નીચે ગબડાવી પાડ્યો અને પછી હાથીનાં માથા ઉપર બેઠાં બેઠાં એના લમણામાં પોતાની લોખંડી મુક્કીઓ મારવા લાગ્યા. હાથી તો અકળાવા લાગ્યો; વધારે ગાંડો બન્યો; અને આમતેમ ભમવા લાગ્યો.

કૃષ્ણે જોયું કે ગાંડો હાથી વધારે મસ્તીમાં આવશે તો રંગમંડપના માણસોને ચગદી મારશે; તેથી સાગલા

જ તે નીચે કૂદી પડ્યા; અને જરા દૂર જઇને હાથીની સામે ધીમે પગલે ચાલતાં આવી એક ઘુંટણપર બેસી ગયા.

હાથી મસ્તીમાં આવી આગળ ધસ્યો.

કૃષ્ણને હમણા દંતૂશળ મારી ભોંયમાં જ જડી દેશે એમ સૌને લાગ્યું.

પણ કૃષ્ણ તૈયાર જ હતા. જેવો હાથી નજીક આવ્યો કે એના બન્ને દંતૂશળ પકડી લીધા. હાથી જોર કરવા લાગ્યો; પણ કૃષ્ણ એનાં જોરને ગાંઠતા નથી. થોડીકવાર રકઝક ચાલી ન ચાલી ત્યાં તો કડડડ કટાક બટાક કરતા હાથીના બન્ને દંતૂશળ મૂળમાંથી ભાંગી પડ્યા! હાથીનું મોઢું લોહીલોહાણ થઇ ગયું; એનો મદ ઊતરી ગયો.

કૃષ્ણ તો તરત જ ઊભા થયા; જમણા હાથમાં એક દંતૂશળ લીધો; અને પછી એવો તો સજડ ઘા એના જમણા લમણા ઉપર માર્યો કે પહાડ જેવો

હાથી ભફ દઈને નીચે પડયો; અને ઘડીના છઠ્ઠા ભાગમાં એનો જીવ ઊડી ગયો.

લોકોની મેદની તો ચૂં કે ચાં કર્યા વગર બધો તમાશો જોઈ રહી હતી. હાથી મરાયો; લોકોનો હર્ષ ઊભરાઈ ગયો. સભામાં તો ઘોંઘાટ થઈ રહ્યો, એટલે કંસ ઊઠીને આગળ આવ્યો; સભાને શાંત કરી. ગાંડા હાથીને મારવા બદલ કૃષ્ણને લૂખી લૂખી શાબાશી આપી; અને પછી કુસ્તીનું કામ તાબડતોબ શરૂ કરવા મલ્લોને ઈસારત કરી.

એકદમ બે મલ્લો સાથળ અને હાથ ઠોકતા રંગમંડપના અખાડા તરફ ગયા. શું એ બે મલ્લોનાં શરીર! વજ્ર કહ્યાં ન જાય! પહાડ જેવા પડછંદ હતા! જેવા તેવાને તો ચપટીમાં ચોળી નાખે!

ચાણુર અને મુષ્ટિક એ બે મલ્લોનાં નામ હતાં. ગોળ રૂપીઆને ખેંચીને તોડી નાખે એવો ચાણુર હતો; અને એક જ મૂઠી મારીને રૂપીઆને પથ્થરની ભીંતમાં ખોસી દે એવો મુષ્ટિક હતો.

પછી કંસે ઊભા થઈને સભાને કહ્યું, "ભાઈઓ, આજે યજ્ઞની શરૂઆતમાં જ આપણું મલ્લકુસ્તી રાખેલી છે; આપણા રાજ્યના આ બે મલ્લો સાથે આજે કૃષ્ણબલરામની કુસ્તી થવાની છે: બહુ સરસ તમાશો જોવાનો મળશે." આટલું બોલી કંસ આસને બેઠો અને કૃષ્ણ તથા બલરામને અખાડામાં ઊતરવાનું કહ્યું.

આ વખતે નંદ ઊભા થયા; એમણે કંસને નમન કરી ધીમેથી કહ્યું, "મહારાજ, કુસ્તી નિયમ વિરુદ્ધ ન થાય એવી સૂચના આપ મલ્લોને આપો."

કંસે જવાબમાં ડોકું જ ધુણાવ્યું; નંદ ઘડીભર ઊભા રહ્યા; અને જવાબ ન મળવાથી બેસી ગયા.

લોકોને લાગ્યુ કે ગેરવાજબી થાય છે. ક્યાં કુસ્તીમાં રીઢા બનેલા અને જમાનો ખાધેલા ચાણુર-મુષ્ટિક અને ક્યાં હજી તો કાલ સવારના દૂધમલ બાળક જેવા દેખાતા કૃષ્ણબલરામ! છતાં લોકોને મનમાં એટલી તો શાંતિ હતી કે મસ્ત હાથીને

જોતજોતાંમાં મારી નાખનાર કૃષ્ણ, ચાણુર કે મુષ્ટિકથી પણ ખાધા નહિ જાય.

લોકો તો અખાડા ઉપર મીટ માંડી જોઈ રહ્યા છે.

અખાડામાં કુસ્તી શરૂ થઈ; ચાણુર સાથે કૃષ્ણ અને મુષ્ટિક સાથે બલરામ ભીડ્યા. બબ્બે કલાક સૂધી કોઈ નમતું આપતું નથી; હજી કોઈ કોઈને મ્હાત કરી શકતું નથી: કંસની આંખ તો પલકારો ય મારતી નથી; એની છાતી તો ધમણની જેમ ઊછળી રહી છે; એના નસકોરાં ફૂલે છે; એના અંતરમાં બ્હીક પેઠી છે. એણે માનેલું કે કૃષ્ણબલરામને ચાંચડની માફક ચોળી શકાશે; પણ હવે એ જોતો હતો કે એ કામ છેક જ અશક્ય બનતું જતું હતું.

કુસ્તી ખરેખરી જામી; કૃષ્ણ કે બલરામ જરા ય થાકેલા દેખાતા નથી; દમ ઘૂંટી કુસ્તી ખેલી રહ્યા છે. બે કલાકની ધમાચકડી પછી ચાણુર અને મુષ્ટિકનો દમ નીકળી ગયો. કૃષ્ણ અને બલરામે જોયું કે મલ્લો લોથ થઈ ગયા છે, એટલે બન્ને ભાઈઓ

વધારે જોરથી કુસ્તી ખેલવા લાગ્યા. કૃષ્ણે ચાણુરનાં માથાંમાં એક મુક્કી ઊછળીને મારી, ને મારી એવું ચાણુરનું માથું ધડમાં પેસી ગયું ! બીજી બાજુ બલરામે પણ મુષ્ટિકને એવી મુક્કી લગાવી કે એના ડોળા બહાર નીકળી ગયા !

લોકોએ જયનાદ કર્યો. નંદનો હરખ છલકાઈ ગયો. કંસ તો પૂતળું જ બની ગયો: ન હાલે કે ચાલે.

કૃષ્ણે જોયું કે લોકો પોતાની તરફેણમાં છે; કંસથી તેઓ કંટાળ્યા છે.

એકદમ કૃષ્ણ કંસનાં ઊંચાં આસન તરફ દોડી ગયા. કંસ ચમક્યો; અને કંસ ચેતે તે પહેલાં તો કેડમાંથી ઝાલીને કૃષ્ણે કંસને રંગમંડપમાં ફેંક્યો. પછાડ જબરી વાગી. તરત કંસના પ્રાણ ઊડી ગયા.

રંગમંડપ ખાલી થઈ ગયો; લોકો ચુપાચુપ ઘેર ગયા. સૌ મનમાં તો હરખાયા, કે "ઠીક થયું, કાસળ ગયું !"

કંસ મરી ગયાને બીજે જ દિવસે ઢંઢેરો પીટાયો કે, "હવેથી મથુરાના રાજા ઉગ્રસેન છે."

ઉગ્રસેન કંસના પિતા હતા. કંસે પિતાને પણ કેદમાં પૂર્યા હતા; પણ કૃષ્ણે ઉગ્રસેનને કેદમાંથી છૂટા કરી મથુરાનું રાજ્ય સોંપ્યું.

ચૌધરી અને પંચોળી કૃત

# બાલોપયોગી પુસ્તકો

| | | |
|---|---|---|
| સુદામો ( ત્રિઅંકી બાલનાટક ) | કી. | ૦-૬-૦ |
| રાજસૂય યજ્ઞ (અંક ૧ લો, જરાસંધ-વધ) | ,, | ૦-૪-૦ |
| સીતાહરણ ( ત્રિઅંકી બાલનાટક ) | ,, | ૦-૪-૦ |
| ડાહ્યું કોણ? (એકાંકી બાલનાટક) | ,, | ૦-૩-૦ |
| બજરંગી હનુમાન (બાલવાર્તા) | ,, | ૦-૩-૦ |
| કૃષ્ણનું બાલચરિત્ર (બાલવાર્તા) | ,, | ૦-૨-૦ |
| કંસવધ (બાલવાર્તા) | ,, | ૦-૨-૦ |
| નંદનવન ભા. ૧ (બાલવાર્તાઓનો સંગ્રહ) | ,, | ૦-૪-૦ |

સોલ એજન્ટ્સ:—

મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ

બુકસેલર્સ; નાણાવટ, સુરત.

---

મુદ્રક:—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.

મુદ્રણસ્થાન:—શ્રી 'શંકર' પ્રી. પ્રેસ, ચૌટાબ્રીજ, સુરત.

પ્રકાશક: જેઠાલાલ છગનલાલ ચૌધરી; ગોપીપરું, સુરત.

નવરાત્ર, ૧૯૮૪.